

પરમ ભક્ત.

# જેસલ-તોરલ.

## નાટકનાં ગાયનો.

—: રચાવી અને છપાવી પ્રસિદ્ધ કરનાર :—


વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.

શ્રી વિજય ગૌતમ નાટક સમાજના માલીક.

હાલ મુકામ:-સ્ટેશનરોડ પ્રિન્સેસ થીએટર-સુરત.





શા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન એ. પ્રી. પ્રેસમાં

પ્રભુશંકરનરભેરામ વ્યાસે છાપ્યું છે. ખપાટીયા ચકલા-સુરત.

આવૃત્તિ ૫ મી ] [ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૧ ] [ સને ૧૯૧૫


કિંમત ૦-૩-૦

# નામદાર મુંબાઈ સરકારની

બરમીંગંટ લેબોરેટરીમાં વિદ્વાન સરકારી ડાકટરે અમારી બનાવેલી બાદશાહી યાકુતી અનંગ વિલાસની ગોળીઓ એનાલાઈઝ કરીને તેમાં કોઈપણ જાતની નુકશાનકારક ચીજ નથી એવું સરટીફીકેટ આપેલ છે. અને એ ઉમદા રજવાડી દવા અકસીર હોવાથીજ વિલાયતમાં પાસ થયેલા મોટા ડાકટરો રાજા મહારાજાઓ, નવાબો તથા દેશી અને અંગ્રેજ ગૃહસ્થો મોટાં સરકારી અમલદારોમાં પણ બહુ વખણાય છે.

## બાદશાહી યાકુતી.

### અનંગ વિલાસ

અને તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે. પુરૂષાતન કાયમ રાખે છે. આ રાજવંશી યાકુતી વીર્ય-વીકારના તમામ વ્યાધી મટાડે છે. અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. ખરી મરદાઈ આપનાર અને નબળા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી, ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા ૧૦

## બાદશાહી યુનાની લેપ

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે. અને તે સોનું પુરૂ તાકાત આપે છે. ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ તેલ મંદ ઈલાજ છે. આંકસ એકની ડબીના રૂ. ૫. આંક તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું

મણીલાલ મોતીરામ—રાજકોટ—કાઠીયાવાડ.

શ્રી પરમભક્ત.

# જેસલ-તોરલ નાટકની

## પ્રવેશવાર ટુંક હકીકત.



### પ્રારંભમાં મંગળાચરણ.

**પ્રવેશ ૧**—શ્રી કચ્છમાં ભુજનગરના ભુજીયા ડુંગર પાસે બહાદુર જાડેજા જેસલભા પોતાના સાથીઓ સાથે ત્યાંથી જતા આવતા મુસાફરોને તથા ધણી જાનોને લુંટે છે. તે લુંટમાં અંજારના વાણીયા સખીરના દીકરાની વંઠેલ વહુ વીજળીને તથા પોતાની ભાભી શશીલેખાની બહેન સુખાનસાની દીકરી દાની વગેરેને બંધનમાં રાખે છે. ચોરીને શીર જોરી વંઠેલ વીજળી તથા જેસલસભાનુ પ્રેમ બંધન.

**પ્ર૦ ૨**—ખંભરામા જેસલભાનાં ભાભી પાસે મોઢેરાના રાજ રાવળ માલદેના દીવાન કુમાર પુરંજયની ગમત. દાનીના હરણની દાસી મારફત ખબર મળતા શશીલેખા પોતાના સ્વામી મહારાજા સંગ્રામસિંહ પાસે દીયર જેસલભાને દેશપાર કરવાનો હઠ કરીને જેસલભાને ઘેર જવું.

**પ્ર૦ ૩**—રાણી અમૃતનો બોધ, જેસલભાનો ક્રોધ, વંઠેલી વીજળીનું માન, દાની કુંવરી તરફથી દીવાના પુરંજયનો તથા રાણી શશીલેખાનો તિરસ્કાર, આં આધીન

મોટા ભાઇ સંગ્રામસિંહના હુકમ માન્ય કરી નાનાભાઇ જેસલભાનું રાણી અમૃત વીજળી તથા હાની સાથે ખંભરા છોડી પોતાના અંજારના રહેઠાણમાં રહેવા જેસલભાનું ચાલ્યા જવું.

પ્ર૦ ૪—મુંડામાથી બ્રાહ્મણ બનેલાનો પ્રપંચ. મોઢરાના ભોળા પટેલો.

પ્ર૦ ૫—બંધનમાં પડેલી સ્ત્રીઓ સાથે પાણી ભરવા આવેલ વંઠેલ વીજળી તથા નીમકહરામી ગલકટનો પ્રેમ જેસલભાનો વહેમ. ગલકંટનો નાશ વીજળી વીલાસ.

પ્ર૦ ૬—સતી તોરલની ઉત્પત્તિ યશવંતસય તથા રાણી સુશીલાને થતો આનંદ. તોરલદેના ગુરૂ ચંદનદાસ મહાત્માનો ચમત્કાર.

પ્ર૦૭—મોઢેશમાં રાણી રૂપાદે પાસે દીવાના કુમારની દીલગીરી ભરી ગમ્મત, ચમત્કારી સતી તોરલના દર્શન અર્થે રાજા રાણી તથા કુમાર પુરંજયનું પ્રયાણ.

પ્ર૦ ૮—સોનગઢનો કાઠી કુમાર સસિતીયાજી સંસારથી વીરક્ત રહેતા છતાં સતી તોરલની સમશ્યા સમજી પીતાજી સુબડસેન તથા સસરાજી યશવંતરાય પ્રત્યે સંબંધની કબુલાત આપે છે.

પ્ર ૯—શ્રી દેવી મંદીરે સતી તોરલ તથા સદ્ગુણી સાસતીયાજીના વિવાહની ખુશાલી, રાવળ માલદે તથા રાણી

રૂપાદેનો સત્કાર. સતી તોરલના પ્રતાપ દીવાના પુરંજયનું ઉઠ્ઠા થવું તથા શ્રી દેવીના સ્વયંજ્યોતી પ્રગટ થવું. આનંદોત્સવ.

પ્ર૦ ૧૦—પ્રપંચથી બ્રાહ્મણ બનેલા મુંડા મોચણના સંસારનો ચીતાર અંજારના લુંટાયેલા (હરજી મીઠા) પ્રેમાનંદ પંચોળી સાથે વરણુશંકર છોકરી પ્રેમકુંવરના સંબંધનો નિશ્ચય.

પ્ર૦ ૧૧—વાગડમાં વખણાતી ડેણ લોકડીયાની લાડુ ડોશીને લુંટવા આવેલ લુંટારા જેસલભાના ત્રાસ. સતી તોરલના તથા તેની નામેરી દેવાંગી ઘોડીના વખાણ સાંભળી તે બંનેનું હરણ કરી લાવવા જેસલ જાડેજાની પ્રતીજ્ઞા. લાડુ ડોશીના ચમત્કાર.

---

## અંક ૨ જો.

પ્ર૦ ૧—સોનગઢ પાસેના જંગલમાં નિદ્રાવશ થયેલા રાવળ માલદે શીકારે ગયેલ પછી તેના કુમાર પુરંજય પ્રત્યે જગતના ચોર જેસલભાનો જુલમ સતી તોરલના નામનો પ્રતાપ, જેસલ જાડેજાની હાર, રાણી રૂપાદેની જીત.

પ્ર૦ ૨—(અંજારનો મીઠો હરજી) પ્રેમાનંદ પંચાળીને ત્યાં વજેશંકર તથા વેણીશંકર કાકા ભત્રીજાની લાડુ

માટે થતી ફજેતી, મુંડા મોચણની છોકરી પ્રેમકુંવરને વજે શંકરની બ્રાહ્મણ તરફથી મળતો ટુચકા મંત્ર.

પ્ર૦ ૩—સતી તોરલને શ્રી દેવીના દર્શન. સંતાન પ્રાપ્તીનું આશીષ વચન. પુર્ણ જ્ઞાની પુરૂષ પીયાનો પરસ્પર પ્રેમ માંગણીનો તીરસ્કાર તથા સત્કાર.

પ્ર૦ ૪—શ્રી દેવી મંદીરમાં લુંટારા જેસલની દ્રઢતા, લુચાઈ. સાંસતીયાજીની સજ્જનતા ભલાઇ, સતી તોરલની દાનાઇ માગણી કબુલ દેવાંગી ઘોડી તથા સતી તોરલ સાથે જેસલનું કચ્છ પ્રયાણ.

પ્ર૦ ૫—કચ્છ જતા હાલારમાં આવેલ પડધરીથી ઘોળના રસ્તામાં જેસલ જાડેજા પ્રત્યે સતી તોરલની જ્ઞાન ગોષ્ટીકા,

પ્ર૦ ૬—ધ્રોળની ભાગોળેથી ગાયોનાં ધણ લઇ જવા તથા બળદો લઇ જવા વીશે સતી તોરલનો ચમત્કાર. ગંગા કુંડનું પ્રગટ થવું. જેસલ પીરની જગ્યા કરવા તથા ગંગા કુંડનું નામ તોરલ કુંડ ધરવા સતીની આજ્ઞા. રાજા પ્રથુબા વગેરે સર્વની ખુશાલી, જોડીયા બંદર થઇ તુણા બંદર સતી તથા લુંટારાનું જવું.

પ્ર૦ ૭—ટુચકા મંત્ર અજમાવતાં પ્રેમાનંદનું પોગળ પ્રગટ થવું. (હરજીવનું જાહેર થવું.) પ્રેમકુંવરનો પસ્તાવો.

પ્ર૦ ૮—તુણા બંદર નજીક દરીયામાં લાગેલું ભયંકર તોફાન, બહાદુર લુટારાનો ગભરાટ, સતીની ધીરજ, પાપનો પ્રકાશ, સતી તોરલના પ્રતાપે વહાણ લુંટારો તથા મુસાફરો વગેરે સર્વેનો તોફાનથી થતો ઉદ્ધાર.



# અંક ૩ જો.



પ્ર૦ ૧—ટોકરાશંકર (બુડો) અવલ (મોચણ)ની પરસ્પર ઓળખાણ પ્રેમકુંવરને થતો પસ્તાવો તથા આનંદ.

પ્ર૦ ૨—અંજારના ઝુંડમાં પીંજરામાં પુરાએલા કુમાર પુરંજયનો છુટકારો. દીવાની સ્થિતિમાં તિરસ્કાર આપેલાનો જ્ઞાની દશામાં દાની કુંવરી તરફથી સત્કાર પ્રેમબંધન. નિમકહરામી નોકરોનો આપસમાં નાશ. સતિ તોરલના પ્રતાપે રાવળ માલદેના વૈરની શાંતિ. જેસલ જાડેજાનો પશ્ચાતાપ, દાની પુરંજયના વિવાહ.

પ્ર૦ ૩—મેડેરાના ભોળા પટેલો. મા મોચણ ને બાપ બુંડો તેનાથી હરજી શું ભુડો તેની તકરાર રાવળ માલદેની હજુર ન્યાય પાપીઓને લાયક શિક્ષા.

પ્ર૦ ૪—અંજારના ઝુંડમાં બંધનમાં પડેલાંઓનો સતી તોરલની આજ્ઞાથી છુટકારો. લુગડાં ધોવા બહાને પાપી લુંટારાનાં પાપ ધોવાનો ઇલાજ.

પ્ર૦ ૫—રાવળ માલદેની કચેરીમાં દાનીકુંવરીના પીતા દાનુરાયનું માન, સાધુ જેસલ તથા સતી તોરલ વીશે શંકા, તેના ભકિત પંથમાં ભળનારાઓને મનાઈ હુકમ.

પ્ર૦ ૬—હાનીકુંવરીને પુરંજય તરફથી વીદાયગીરીનું માન પતિ પત્નિનો પ્રેમ.

રાણી રૂપાંદેનો સંત સમાગમનો ઠરાવ, રાવળ માલદેના હુકમનો અનાદર, રાજાની રીસ, રાણીને કેદ.

પ્ર૦ ૮—સતીતોરલની યુકિતથી વગર પાણીએ વગર ખડકે લુગડાં ધોવાયાનો ચમત્કાર, પાપી જેસલના પાપનો નાશ, રાણી રૂપાંદેનું આમંત્રણ. બેના આમંત્રણમાં ત્રીજાને નહિ લઈ જવાની નીતિ, જેસલભાની ચતુર રાણી અમૃતને સોંપી બંનેનું મોઢેરા જવું.

પ્ર૦ ૯—જંગલમાં સતી તોરલ તથા સાંસતીયાજીનો મેળાપ, જેસલ જાડેજાને પાપમાંથી ધર્મી અને પીર જેવો બનાવ્યો તે જાણી સાંસતીયાજીને થતો આનંદ, સર્વને મોઢેરા જવું.

પ્ર૦ ૧૦—સતી તોરલના પ્રતાપે રાણી રૂપાંદેનો કેદમાંથી છુટકારો, પુરંજયનો વધ, રાજા રાવળ માલદેનો ક્રોધ લડાઇની તૈયારી.

પ્ર૦ ૧૧—સહોદર ભાઇનો મેળાપ પરસ્પર માફી, રાવળ માલદેનું લશ્કર સાથે આવવું, પુરંજયના મસ્તક બદલ થાળામાં પુષ્પનો ઢગલો,

પ્ર૦ ૧૨—જીજ્ઞાસુ જનોની આજીજીથી ચમત્કારી સતી તોરલનું સ્વયં પગટેથી સમાતમાંથી પ્રગટ થવું. સતી સનમુખ જેસલનો સમાત લેવાનો નિશ્ચય સાંસતીયાજીની સમાત લેવાનો નિશ્ચય, શ્રી દેવીનાં દર્શન પીર જેસલ કથા હતી તોરલને મળતાં વરદાન, સર્વને થતો આનંદ, ભકિત વિજયના ધ્વની સાથે પ્રયોગનું સમાપ્ત થવું.



# મુખ્ય પાત્રોના નામ.



## પુરૂષ વર્ગ.

જેસલ.... ..........શ્રી કચ્છનો પ્રસિદ્ધ જાડેજો (લુંટારો.)
સંગ્રામસિંહ........જેસલનો મોટો ભાઇ.
સાંસતીયોજી........સોનગઢનો કાઠી કુમાર.
સુબડસેન ..........તેનો પિતા.
યશવંતરાય.........સતિ તોરલનો પિતા.
રાવળ માલદે......મોઢેરાનો રાજા.
પુરંજય..............તેનો પુત્ર.
દાનુભા................ સીંધનો ગરાસીઓ
પૃથુભા........ ..... ધ્રોળનો દરબાર.
ચતુરસેન............સીંધનો સેનાપતિ.
ચંદનદાસ...........તોરલના ગુરૂ.
ટોકરાશંકર..........એક ગુંડો.
પ્રેમાનંદ પંચોળી..અંજારનો મોઢો હજી.



# સ્ત્રી વર્ગ.



**તોરલ**...........સોનગઢના કાઠી સાંસતીયાજીનાં ધર્મ પત્નિ (દેવાંગના અવતાર)

**સુશીલા**.......સતિ તોરલની માતા.

**શશીલેખા**...સંગ્રામસિંહની રાણી.

**રાણી રૂપાંદે**..રાવળ માલદેની રાણી.

**દામીબા**......સિંધના ગરાશીયા દાનુરાયની પુત્રી પુરંજયની થનાર પત્નિ.

**અમૃતબા**.....જેસલભાની રાણી.

**વીજળી**.........વંઠેલી વાણીઆણી, સધીરના દીકરાની વહુ,

**પ્રેમકુંવર**......મુંડા મોચણની છોકરી.

**અવલ**...........પ્રપંચી મોચણ.

શિવાય લુંટારા, દરબારી, વારંગનાઓ, દાસ દાસીઓ, સાધુ, બ્રાહ્મણો, પટેલો, દેવતાઓ વગેરે વગેરે.



શ્રી ગણેશાય નમઃ

## પરમ ભક્ત

# જેસલ-તોરલ.

નાટકનાં ગાયનો.



## અંક ૧ લો.



### મંગળા ચરણ.

બાળાઓ— ૧

વિધિ સુતા વિણા કરધર જય કરજો વાણી માતા
ગાયે જ્ઞાતા ગુણ બુધ ગાતા રીદ્ધિ સીદ્ધિ દાતા
શુભ વિધી હરિહર ગુણ સાંભળતા
પિતુ ભુવન તજી પ્રેમે ધાતાં
વેગે સેવક હૃદય વિચરતાં
પરમ પીયુષપી પ્રસન્ન થયાં
એવાં દયાળુ દેવી, આપો બુદ્ધિ નવ નીધી
બાણ દાસ યાચે, સૌ જનને સૂખ શાતા...વિધિ.

જેસલબા સરદારો—  ૯

જય કરો વીરનરો લુંટી લુંટી લાખોને,
તનમાં મનમાં હામ ભારી રાખોને;
ફતેહ જગ ઠગની નીતિ તણા મગની,
ડગ ડગ રીતી ન્યારી હાં—હાં—હાં-
જેસલ—નહિ ડરવું મન અરિ હણતાં,
રણમાં લડતાં કદિ શીર પડતાં;
વાહ સારો શીખ, દીધી ઠીક,
છો શુરવીર રણધીર હાં—હાં—હાં—જય.

વીજળી—  ૩

યશોદાના જાયાના જેવા લાગો છો છોગાળા,
રંગ માણું રહી સંગમાં રૂપાળા-
જેસલ—રાજા ઇંદ્રને તજ્યાં તેં લાગે રંભા માટે મારા,
વિશ્વમાંહી વિજળી નામે પ્રગટી દારા-
ચોરી જે આવી કરી, ગોરી ગુલાબી મળી,
ગુલાબી મુખને કઠણુ કુંચ જોઇ;
ખીલેલ પુષ્પ તણી, પરાગ લેવા માંહી,
ભ્રમર ભટકતા; ગુંજારવ કરતા.
હાંક ચ્યારી હાંક કોઇ છરી ખાઇ મરશે,
તેનું પાપ તુને પડશે-

શશીલેખા- ૪

દુર દેશ પાર ભરથાર, કરો મુજ દીયરને તતકાળ;
સંગ્રમા—ધર ધીર નાર મનમાં લગાર, જોઉં ન્યાય કરીને હાલ.
શશીલેખા-જાલીમનો જો કરી ન્યાય રાખશો, નાથ નગર મોઝાર;
કરૂં પ્રાણ ત્યાગ
સંગ્રામ- જરા શાંતી રાખ તુજ આધીન મુજને ધાર.

અમૃતબા- ૫

જુઓ જગતમાં જુલમ એ ભાગ છે બળીયાનો,
ગરીબને મારી અમીરી સ્વીકારી મ્હાલે મસ્તાન જુઓ
પરહીત ધ્રતપર પડી મરે, પાપી માંખ સમાન;
પોતાનું ને પારકું, કરે અકાજ હેવાન.
પીવા સ્વારથના બંધા બને, મદ પીને દીવાના,
હરિ વીસારી હું પદે, ધારો હોઠ કમાના;
વીંધે દિલનું દીલ તે, દોડી જીભ વચબાણ,
દુખીયાને મારી સુખીયા બની, સુખીયા કહેવાણા.

જેસલ, સંગ્રામ, }
શશીલેખા— } ૬

હયો રામ રામ છે ભાઈ, બહુ ભાળી એ કઠરાઈ;
નિજ ભામાથી ભરમાઈ, કરો દુર સહોદર ભાઇ.

સાગર નહિ મેલે માજા, બહુ નદીયો મળતાં રાજા;
બોલે શું બોલો ઝાઝા, જાણું છું સર્વે જા જા.
ખુંદી ઘણાંને લીધા, દીયરજી દુઃખો દીધાં,
અમોને અકારાં કીધાં સીધાવો સીધે સીધા.

**સુશીલા—** ૭

નારાયણ તારી કળા ન કળાણી,
અકળ અતિ વેદ વદે વાણી;
એકના શીર ઉપર છત્ર ઢળે છે,
અને એક પ્રાણી ભરે પાણી— નારાયણ.
જગમાં ચાહો તે કરો કદી મન હર્ષ ન શોક,
દેનારાં પ્રભુ એક છો લેનારા બહુ લોક.
જ્યારે જે વસ્તુ દીયો ત્યારે લેનારો તે લેતાં થાકે,
એવા દીન બંધુ મુને એક આપો;
સુંદર સંતાન દીન જાણી— નારાયણ.

**વીજળી—** ૮

ભામીની પાણી ભરાવે ભલા ભલાને,
પાણી ભરાવે સલામો કરાવે.... ....ભલા.
ગબગટ—રંગીલી રૂપાળી જોબનભરી નારી.
પુરૂષ વશ કરી નયનમાં નચાવે.
તમારા જેવી .... ... ....ભલા.

જેસલ-વીજળી— ૯

વીજળી— ચમકાવું ચીત ચટક મટક લટક ચાલતાં વારી,
જેસલ— ચતુર છો ચટકાળી
વીજળી—બીવરાવો બહુ ફકડ અકડ નજર બહાદુરી દેખાડી
જેસળ— નીરભય રહો પ્યારી
બહાદુરીની બીક છે બીજા માટે સુંદરી તમો
તો છો શીર માટે
વીજળી—વૈદ્ દુજાણી સાચા એસડ વાટે ખરેખરો તે તો
ખુશીથી ખાટે
જેસલ—હું છું વૈદ ખરો, વીજળી—મારૂં દર્દ હરો,
જેસલ— પ્રીત પાન કરો, વીજળી—ઠીક કામ કરો. ચમ.

રૂપાંદે-સખીઓ— ૧૦ ગરબો

કુંવર દેવકીના કાન આજ મારા મેમાન,
સખા ઓધવને સાથ બળરામ ભગવાન;
સૈયર સાથે હું લાગી કરવાને સનમાન,
પ્રેમે શાસ્ત્રના વીધીથી મેં બનાવ્યાં પકવાન,
પીરસવાને લાગી જ્યારે મોહની લગાડી ત્યારે,
ચોરી લીધું ચીત્ત બાહ્ય રૂપમાં રહી લોભાઈ;
અરરરરરરરરરર હું તો હરખે ભુલી ભાન,

ગોપીને દીપી ગતી ગોવિંદ ગુણ નીધાન,
બાણુ કહે ભાવે ભજો સૌ જન એ મેમાન;
તરરરરરરર ગુણ તાનમાં ગુણી બનો ગુલતાન. કુંવર.

સખીઓ— } ૧૧
પુરંજય, }

નહિ બોલું (૨) બીજી વખત બની મુરખા ના ને હા,
વારે વા કુમાર સાહેબ વાહવા.
ઘેલાઇ છેલાઇ છોડીને શરમાવ્યા.
કહીએ અમે થશો તમે અતી પ્રતાપે ડાહ્યા,
પિતા પ્રસન્ન થાશે,
માતા ગુણ ગાશે;
સહુ સેવકો હરખાશે,
જગતપતિ કરે કરે અતિ સુબુદ્ધિ શ્રેય થાવાં—નહિ.

સાંસતીયોજી— ૧૨

કુતિ વીભુની છે બલિહારી,
છે બલીહારી, શેષ જાયે છે હારી. કુતિ વીભુની.
નગખગ વારી વૃક્ષ સુભી તે ભારી,
રચ્યા જન હીતકારી,
શાંતિ પ્રસારી મગ મગ શાંતિ પ્રસારી,
દીધા અધમ ઉધારી. કુતિ.

સદાનો સંગાથી શિવ ભજી લેને પ્રાણી.
જીવ જવું ખાલી હાથે–
મોહ મદ મારી જન્મ તું લેને સુધારી.
જગ જાળ ગણીને અકારી. કૃતિ.

યશવંત, માલદે,
સાંસતીયો, તોરલ,
વગેરે— } ૧૩

મારી જગ મગ જો તું જાગીરે,
મારી ભારી ભ્રમણા ભાગીરે–જી–હો–જી.
મણી કંઠને ચાલ્યા ગોતવા ગુરૂજીએ ફેરો પતાવ્યો.
અજાણપણામાં દુર દેખાતો તે પાસે પરખાવ્યોરે-જી-હો-જી.
સ્વપ્ન દશામાં બની ભીખારી ભુપ ઘરોઘર ભમતો,
જાગ્યો ત્યારે ગઈ આપદા નીજાનંદમાં રમતોરે–જી–હો–જી.
હેવી દયાથી બધી ઉપાધી દીધી એમજ ત્યાગી,
તોરલ કહે જે તરશો સંતો ભકતીના અનુરાધીરે–જી–હો–જી.

૧૪

**અવલ**—ખુબી હેવી ભરથાર (૨)
મારી તમાચો માફી માગો તત્કાળ.
**ટોકરશંકર**—વાવા ગુણીયલ નાર (૨)
જેવો તેવો પણ તારો ભરથાર. (૨)

તીરછાં નયનનાં મારો ન બાણુ;
વરસાવે અમૃતની ધારા સુજાણુ,
અવલ—અમૃત ઇચ્છો વાવી વિષમ ઝેર;
જેરમાં ન હોય સાકરની લહેર.
"અરે બાઈ બાડી કે છાસ દેજે જાડી,"
"બાઈ જેવી તારી વાણી તેવું છાશમાં નાખીશ પાણી"
ટોકરા—"સાચું કીધું શાણી એક વાર દયા આણી."
"પુરા પ્રેમને પીછાની રહો સંગ રંગ માણી."
અવલ—વાલુવા રસીક ખરા પ્રેમ પાળનાર— ખુંબી.



# અંક ૨ જો.



રૂપાંદે— ૧૫

પાપ ભારા તું બાંધમાં લુંટારારે તારા પાપે પીંજાશે
તારી કાયા;
જાનકીજીને લઇને જતાં રામ રૂઠયા હણાયો લંક રાયા
દ્રાપદીને દુખ દેતાં કીચકના સો ભાઇ આગમાં હોમાયારે,
લ— રાણી રૂપાંદે રાણી બનાવું એને રૂપાંદે મુઢશું
બકે જોઇ માયા ગર્વ રહ્યો ના કોઇને રહેશે પાપી સહુ
પાપે હણાયા.

રાવલ–માલદે ૧૬

કરમાં ધરી સમશેર વેર લઉં જુલ્મી જેસલનું,
ઘરમાં શીયાળ શું જાય હાય વનસ્પતિના જે સુખનું
રણમાં રમત રમાડું, મારૂં દેખાડું શુરાતન
વિજયની માળા પહેરૂં વિભુ થશે પ્રસન્ન;

રૂપાદે— વાહવા સ્વામી ધન્ય ધન્ય. કરમાં.

તોરલ— ૧૭

દેવી શ્રી દરસન દો દયાળી, દાસી તોરલ વિનવે
જેવી તેવી પણ છું તમારી, દાસી તોરલ વિનવે

આદ્ય શકિત હે ઇશ્વરી અચર સચર તમ વાસ
સગુણ રૂપ મન ભાવતું પુરો મમ અભિલાષ-દયાળી.

તોરલ- ૧૮
જુવો સ્વામી જોબન બાગ સુંદર
રસીયા રંગ માણો ભોગી ભ્રમર
સાસતીયાં--અલબેલી એવા બાગ ઉપર
નાચે છે કાળ જુવો નજર
કંચન સરખી કાયા કરશે અવસર લઇને ધુળ બરાબર
તોરલ--માકડેયની માફક મળશે તમ દાસીને શરણ
શાંતીકર
સાસતીયો--ધન ધનનારી શુભ ગુણ વાળી
નિરખું કરી હવે પ્રેમ નજર
તોરલ--તન મન વારી જાઉં બલીહારી
પુરણ પ્યારા છો સુખકર-- જુવો.

સાંસતીયો, તોરલ, ગુરૂ, વગેરે-- ૧૯
ઘડીયારાં વાગે સુતા સદગુરૂ જાગેરે
રાતનારે માથે પગ ઘડીએ ઘડીઆરાં વાગે
ઝણણણ બહુ જાતનાં રે ઘણણણ ઘણણાટતારે.
ચલુ ચકકરને કાંટા ચાવીથી ચાલતાં રે (૨)
સાધો સાધનારે આવે બાધ નારે, માથે.

ધાવી ટુટીને આવા હુતો ચમકાવતારે,
તોરલનાં દેવદેવી તુરત સુધારતારે (૨)
ભકિત ભાતનાંરે, મુકિત વાતનાંરે— માથે.

તોરલ— ૨૦

જેસલ કરી લે વિચાર, માથે જમ કેરો માર;
સ્વપ્ના જેવો છે સંસાર, તોરી રાણી કરે છે પોકાર.
આવોને જેસલરાય પ્રેમ થકી રે, આપણ મળીએરેજી,
પૂરા સંત હોય ત્યાં જઇ ભળીએરેજી. ટેક.
અનુભવ આવીઓ અવતાર; સાથે સદ્દગુરૂને ધાર,
જાવું ધણીને દરબાર, બેઠલી ઉતારો ભવપાર. આવો.
ચાંદો સુરજ વહે આકાશ, નવલખ તારા એની પાસ,
પવન પાણીનો પ્રકાશ, સૌ લોક કરે એની આશ આવો.
ગુરૂના ગણનો નહિ પાર, ભકિત ખાંડાની છે ધાર.
નુગરા શું જાણે સંસાર, એનો એળે ગયો અવતાર. આવો.
નિત્ય ઉઠી નાવાને જાય, કોયલા ઉજળા ન થાય,
ગુણીકાનો બેટો બાપ કોને કેવા જાય,
માવઠાંને મેહે કણ નવ થાય. જેસલ.
દેખા દેખી કરવાને જાય, એતો અધુરીયો કહેવાય;
હાથમાં દીવા લઇને કુવે પડવા જાય,
ચાર જુગની વાણી તોરી તણી ગાય. જેસલ.

તોરલ— ૨૧

જુવો જાયે જુવાની રાજાજી જુવાન,
ભવ તરવા કે દી ભજશો ભગવાન;
નથી રહેવાના કાયામાં કાયેમ પ્રાણ,
જીર્ણ થાતાં ઉડી જાશે બીજે રહેઠાણ,

જેસલ— તમો જમો રાણાં માણો વૈભવ ને માન,
તમો ધર્મી સાથે મળશે તારવાને વહાણ.

તોરલ— નથી ગણતા વૈભવ ને વ્હાલા ગુણવાન,
શીવ સરખા ત્યાગી સરવે ભજતા ભગવાન જુવો.

પ્રેમકુંવર— ૨૨

હું ભોળીને ભરમાવી. ( ૨ )
પરણી ખોટી પ્રીત બતાવી ( ૨ )
વ્હાલી કીધી વટલાવી.... .... ... હું

પ્રેમા—તકદીર તારામાં લખાઓ સઈ,
નીરદય થામાં તું શીદ દઇ;
લટકાળી લાજ છે જાવી... ... .... હું,
સુધારી લે બગડી બાજી.

પ્રેમ—ના ના પાજી જા મર લાજી.
દુઃખ દઉ દરબારે દોરાવા;
હું ભોળી ( ૨ ) ... ... ... ....હું.

જેસલ તોરલ--                ૨૩

પાપ તારૂં પ્રકાશ જાડેજા ધરમ તારો સંભાળરે
તારી બેડલીને બુડવા નહી દઉં જાડેજારે;
એમ તોરલ કહે છેજી.
જતા મથેજા વાળ તોરી રાણી જતા મથેજા વાળરે,
એટલા ગુન્હા મે કર્યા તોરલદેરે;
એમ જેસલ કહે છેજી.
લુંટી કુંવારી જાન તોરી રાણી લુંટી કુંવારી જાનરે,
સાત વીશું મોડબંધા મારીયા તોરલરે;
એમ જેસલ કહે છેજી.
ગોહરેથી વાળેલ ગાય તોરી રાણી ગોહરેથી વાળેલ ગાયરે
વનના મેં મોર ઘણા મારીયા તોરલદેરે,
એમ જેસલ કહે છેજી.
હરણુ હર્યા લખચાર તોરી રાણી હરણુ હર્યા લખચારરે
ડુંગરોમાં દવ મેલીયા તોરલદેરે.
એમ જેસલે કહે છેજી.
પુન્યે પાપ ઠેલાય ભક્તિ કરે પુન્ય પાપ ઠેલાયરે,
બની બાળક ભજ બહુ નામીને જાડેજારે--એમ.
શાંત થયું તોફાન વીરા જો શાંત થયું તોફાનરે.
આવો કાંઠે ઉતરો જાડેજારે;
એમ તોરલ કહે છેજી.

# અંક ૩ જો



અવલ— ૨૪

વહાલારે લીલા અજબ છે ઇશ્વરની જુઓ અલબેલા
દીધાં મેળવી સરખે સરખાં

ટોકરાશંકર—વારાંરે લીલાં અજબ મેં આનાં ચરીત્ર પહેલ વેલાં
લોભાવ્યો મને કરીને લટકાં.

અવલ—શાના લટકા શાના ચટકા શું બોલોછા ધ્યારા;
ઉ-તમ હેવી હું તમ જેવી બિચારે ધુતારા, સાચો આ તો
સંગ છે.

ટોકરા—રસીલીજી રંગ છે- વ્હાલા.

પુરંજય— ૨૫

તમે કોણ તરૂણવય બાળા આવ્યાં આ ભયકારી સ્થાન
જ્યાં જમજગનો જાલીમ જેસલ લેતો બહુ જનના જાન-તમે
સદ્ગુણી છબી નહિં હોય વિધીએ સરજી બીજી આપસમાન
રમણી રક્ષા કરે માશું સુખથી ભાવ ધરી ભગવાન. તમે.

હાની— ૨૬

મોહની લગાડી રાજ બાવરી બનાવી આજ,
નાજુકડી મૃગલી.
બજાવી મધુરી વેણુની વીણા ભલી,
વીંધી નાંખી વાલાજી પ્રેમે મુરલી કાજ મોહની
માગું છું પ્રેમથી રસીલા રહેમથી,
અધરામૃત પાઇ અમર કરશો તો રહેશે લાજ. મોહની
પુરંજય—પામીને મુરલી આપું બદલો વળી,
મારી મૃગલી રાખે અમર મોરલીધર મહારાજ.

તોરલ- ૨૭

જારે જાડેજા ઝુમડાં પીવા લુગડાં પોઇ વહેલો આવજે
હો.... .... .... .... .... .... .... વીરા.
ગુજરામાથી મુગરો થાતાં ધીરજ મનમાં ધારજે,
હો... ... ... ... ... ... ... ... ધીરા
જોજે વીના જળ વીના રસ્થર વીર કાજ બધા દુર કાઢજે(૨)
જેસલ—તોરલ તારી વાણી ન્યારી સમજુ ન તેનો સાર જે
હો... ... ... ... ... ... ... ... ... બ્હેની.
જેડલી સાથે મુને બચાવ્યો તેમ ભવસાગરથી તારજે(૨)
હો... ... ... ... ... ... ... બ્હેની જારે

વારાંગનાઓ ૨૮

નીરત કરત નટવર ચટમટસોં,
લપટી ઝપટી સંગીત પ્રીતસોં.
થૈકત કતા (૨)... ... ... ... નીરત.
બાજત અહંગા ધીધીકટ ધીધીકટ,
ધુરા કટ (૨) ધધ મપ ધુની ગુથ;
ધીન (૨) ધીનકી ધીન કીલૈ.
દાગડતી દોં કટતી (૨)
પરન પરત અતી... ... ...નીરત
સાર લીયોરી રીતી ગાનકી,
મહા મરક સોપન લઇ પારકી,
ધીન (૨) બૃજનિધીસર્વ સીદ્ધિ,
શ્રી રાધેવર... ... ... ...નીરત

દાની— ૨૯

મારી કદર કરી ન તમે નાથજી,
પુરંજય—વીના ઝવેરી ન પરખે હીરો હાથજી;
જો ઝવેરી ચાહે લેવા કીમત હલકી લાગે દેવા

દાની—લટકાળા લાલ મેં કેવાં લક્ષણ જાણી લીધાં એવાં

પુરંજય—ચાતુર તારી ચતુરી ન્યારી,

દાની—દાસી ધારી હરદમ પ્યારી.

હીરાની કીંમત પુરી આપજો,

પુરંજય—અલબેલી પ્રેમઘેલી વ્હેલાં આવજો... ...મારી

માલદે— ૩૦

માલદે—માન માન પ્યારી રાણી ન થા દીવાની,

સમજ શાણી તું હીત જાણી મુકી નાદાની. માન.

રૂપાદે—મમ હઠ પાસે નહિ આપ હઠ ચાલશે,

માલદે—કેદ કરી રાખું અહિં કોણ પછી કહાડશે;

રૂપાદે—બંધન તમારાં થકી સતી એ છોડાવશે,

માલદે—જાદુ જોરે આવી નકી જાન એ ગુમાવશે.

રૂપાદે—જાદુ એ ન જાણે પ્રભુને પીછાને,

માલદે—પટરાણી જોઉ કેમ આવે છે પરાણે,

રૂપાદે—સાધુ છે સાચા એ

માલદે—ચુપ થા.... ... ...બસ જા... માન.

તોરલ ૩૧

બ્હેની પ્યારી મારીરે સાચવજે મારો બાળ.
ભય વિસરાવી પય પીવરાવી
પારણે પોઢાડી પ્યારાં ગીત સંભળાવી.
નહિ ભુલું ઉપકાર, સાચવજે મારો બાળ

રાવળ માલદ-- ૩૨

નારી નિડરરે જોઇ નજરરે.
ન કરે એ કાંઇ પણ ફીકરરે, નારી.
કેદ પુરાણી તોયે, હઠ તજ્યો ન તેણે.
જાણી ન ગતી એની પુરી બનાવી જેણે,
બીજા શું જાણે અબળા જે સબળારે- નારી.

માલદ હરાકર— ૩૩

ચાલો જંગ કરો, રણ રંગ કરો અરિ તંગ કરો.
શુરા સંગ કરો, વેરી ભંગ કરો.
લુંટારાને ભારી ભાલા બરછી મારી
સમરાંગણ માંહે ફાવી ફરો
જાલીમ એ જુલમ કરી શું ચટકી છટકી જાય.
અભાગણી એ રાણીએ માર્યો બાળ હાથ
પોતાને હાથે ડાકણી દેખાય.
એ ડાકણીને દંડીને સુખે દીલે ઠરે,- ચાલો.

સર્ગ— ૩૪

જય જય જય જય તોરલ દેવી,
પીર બનાવ્યા પ્રેમે પાપી લુંટારાને આપી બુદ્ધિ
સ્નેહ દેવી એવી,
સતીના સમાજમાં અગ્રણી આ જગતમાં
ગુરૂ કૃપાથી ભાવે ભક્તિ કરીને
જ્ઞાન દાન દઈ દિનને દયા ધરીને,
કર્યા પવિત્ર પ્રાણી પીડા હરીને;
સુખદ ભાનુ ઉદય થયો,
દાસ જનો પર કરી દયા શ્રી દેવી, જય.

સમાપ્ત.

# જાહેર ખબર.

---

અમારી કંપનીના નીચલા નાટકોના ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી રોકડી કિંમતે મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ | કિંમત. | ચોપડીનું નામ | કિંમત. |
|---|---|---|---|
| બિલ્વમંગળ ઉર્ફે સૂરદાસ | ૦-૩-૦ | માતૃપીતૃ ભક્ત પુંડરીક | ૦-૩-૦ |
| શ્રી ભક્તિવિજય | ૦-૩-૦ | વિશ્વ પ્રેમીકલાપી | ૦-૩-૦ |
| ઓખા હરણ ... | ૦-૩-૦ | અજય લક્ષ્મી ... | ૦-૩-૦ |
| નાગર ભક્ત ... | ૦-૩-૦ | ગોપાલભગત ... | ૦-૩-૦ |
| નીલમ માણેક ... | ૦-૩-૦ | હોથલ પદમણી | ૦-૩-૦ |
| યોગકન્યા ... ... | ૦-૩-૦ | જેસલ તોરલ ... | ૦-૩-૦ |
| મનહરમેના ... | ૦-૩-૦ | બીરબલ બાદશાહ | ૦-૩-૦ |
| મહાશ્વેતા-કાદમ્બરી | ૦-૩-૦ | પ્રવિણ સાગર ... | ૦-૩-૦ |
| જોહરે શમશીર | ૦-૩-૦ | રાજ લીલા ... | ૦-૩-૦ |
| શ્રી જયમતી ... | ૦-૩-૦ | મહારાજા શાંતનુ | ૦-૩-૦ |
| ઉર્વશી-પુરૂરવા | ૦-૩-૦ | માલવિકા-અગ્નિમિત્ર | ૦-૩-૦ |
| | | સ્વામીભક્ત સામન્ત યાને વીર દુર્ગાદાસ ... | ૦-૩-૦ |

**વિઠ્ઠલદાસ હેમજીભાઇ ભાવનગરવાળા.**

શ્રી વિ. નૌ. ના. સમાજ.